# મરણમાંથી જીવન



હિમન ૩ પાર્ક

# મરણમાંથી જીવન

મરણમાંથી જીવતા થવું તે સંબંધી તમે કદી સાંભળ્યું છે? ના સાંભળ્યું હોય તો પૂઠા પરનું ચિત્ર જુઓ. તેમાં તમારી નજરે જે પડે તે ઉપર વિચાર કરો, કારણકે તેમાંથી તમને ઘણું જાણવાનું મળશે.

તે ચિત્રમાં પથારી પર પડેલી એક છોડી દેખાય છે. તેનો ચહેરો ફીકો ને ધોળી પૂણી જેવો લાગે છે. ખરેખર તે મરણ પામેલી છે. જુઓ પથારીની આજુબાજુ ભેગાં થએલાંઓનાં મોં! કેવાં ઉતરી ગએલાં લાગે છે! ભય ઉપજાવે એવો આ બનાવ માલમ પડતો નથી શું? એ સંબંધી વિશેષ જાણવાની તમારી ઇચ્છા થતી હશે. સાંભળો ત્યારે, આ બનાવનું વર્ણન પવિત્ર શાસ્ત્રમાં આવે છે. તેમાં જે વાર્તા છે તેનો સારાંશ નીચે પ્રમાણે છે:—

આજથી આસરે ૧૯૦૦ વર્ષ પર પાલેસ્તાઇન દેશમાં આ બીના બની હતી. એક અમલદારની એકનીએક ઉછરતી દીકરી બહુજ માંદી થઇ ગઇ, તેથી તે પ્રભુ ઇસુ ખ્રિસ્તને શોધતો શોધતો તેમની પાસે ગયો; પછી ગદગદ કંઠે તેમની વિનંતી કરી, કે કૃપા કરી મારે ઘેર આવો. મારી એકનીએક દીકરી મરણતોલ માંદી છે. તેની વિનંતી સાંભળી પ્રભુ ઇસુ તેને ઘેર જવા નીકળ્યા. એટલામાં આ અમલદારના ઘરનો એક માણસ તેમને રસ્તામાં સામો મળ્યો. તેણે મોટે ધાંગે રડતાં ને પોતાનાં લુગડાં ફાડતાં કહ્યું, કે બાપુ, દીકરી મરી ગઇ છે. હવે પ્રભુને તસ્દી ના આપશો. આ સાંભળતાંજ યાઅેરસના મોં પરનું નૂર જતું રહ્યું, ને તેનો ચહેરો ફીકો પડી ગયો. વળી તે બેહોશ થઇ જમીન પર ઢળી પડવાની તૈયારીમાં હતો, એટલામાં પ્રભુએ તેને દિલાસો દેતાં કહ્યું, કે બી મા, માત્ર વિશ્વાસ કર, ને તે સાજી થશે. આ વચનોથી તેને હિમ્મત આવી, તેથી તે પોતાનો જીવ કાબુમાં રાખી પ્રભુ ઇસુને સાથે લઇ પોતાને ઘેર ગયો. તેઓ ઘેર ગયા ત્યારે તેમણે ત્યાં ભારે રડારોળ સાંભળી, કારણકે મંદવાડને પ્રસંગે ખબર જોવા આવનારાં બધાંને માલમ પડયું કે હવે છોડી મરી ગઇ છે, તેઓને પ્રભુ ઇસુએ કહ્યું, કે રડો મા, છોડી મરી ગઇ નથી, પણ ઉંઘે

છે. એ સાંભળી ઘણુંએ તેમને હસી કાઢયા. પણ પ્રભુએ તેની દરકાર કરી નહિ. તે ખાટલે પડેલી છોડીની પાસે ગયા, અને તેનો હાથ પકડીને કહ્યું, કે છોકરી, ઉઠ, ને તરત તેનો આત્મા તેનામાં પાછો આવ્યો, ને છોડી ઉઠીને બેઠી થઇ. એમ આ છોડી મરણમાંથી જીવન પામી અને બાપના ઘરમાં આનંદથી રહી.

આ ચિત્રમાં તો માત્ર આ છોડીને જીવતી કરવાની વાત આવે છે, પણ પ્રભુ ઇસુએ માત્ર આ છોડીનેજ જીવન આપ્યું ન હતું. નાઇન નામે એક નગરમાં પ્રભુ ઇસુ પેસતા હતા તેવામાં કેટલાક માણસો એક શબને લઇને નીકળ્યા. એક જુવાન મરી ગયો હતો. તેની મા વિધવા હતી, અને આ તેનો એકનોએક દીકરો હતો. પ્રભુ ઇસુએ ખાંધીઆને ઉભા રાખ્યા, ને મરેલાને કહ્યું, જુવાન, ઉઠ. એટલે જે મરેલો હતો તે બેઠો થયો ને બોલવા લાગ્યો. તેથી તેની મા અને બીજાં જોનારાં સઘળાં આનંદ પામ્યાં.

આથી વધારે મોટો બીજો એક બનાવ બન્યો હતો. લાજરસ નામે પ્રભુ ઇસુનો એક મિત્ર મરી ગયો હતો. મરિયમ અને માર્થા નામે તેના બે બેનો પાછળ નિરાધાર રહી હતી. પ્રભુ ઇસુ તે વખતે દૂર હતા. તેમના પર આ વિષે ખબર મોકલી. આવતાં વાર લાગી. ચાર દહાડા વિતી ગયા પછી પ્રભુ ઇસુ આવ્યા. આજ તેને મરી ગયાને ચાર દહાડા થયા, હવે તો તે ગંધાતો હશે, હવે શું થઇ શકે? એમ એ બેનો કહેવા લાગી. પણ પ્રભુ ઇસુએ કહ્યું, પુનરૂત્થાન તથા જીવન હું છું, મારા પર જે કોઇ વિશ્વાસ કરે છે તે જોકે મરી જાય તોપણ તે જીવતો થશે. એમ કહીને તે લાજરસની કબર પાસે ગયા ને કહ્યું, લાજરસ, બહાર આવ, એટલે ચાર દિવસનો મરેલો લાજરસ જીવતો થયો.

ખરેખર પ્રભુ ઇસુ જીવનના અધિકારી છે.

હવે ફરીથી જુઓ એ સુંદર ચિત્ર. એમાં પ્રથમ તો મરણ વિષેની વાત આવે છે, માટે

## મરણ એટલે શું?

મરણ એટલે શું એ તો આપણે બધાં જાણીએ છીએ. શરીરમાંથી જીવ જતો રહે, હાલવુંચાલવું અને બોલવું, વિચારવું બંધ થાય તેનું નામ મરણ.

શરીરમાંથી જીવનું જવું એ દૈહિક મરણ કહેવાય. તે મરણ તમે બધાંએ જોયું હશે, કારણકે એવું મરણ બધી જગાએ થાય છે. પણ બીજી જાતનું એક મરણ છે. તેના વિષે તમે અજાણ હશો, એનું નામ આત્મિક મરણ છે. શરીર જીવતું હોય પણ આત્મા પાપોમાં તથા અપરાધોમાં મરેલો હોય, ત્યારે તે શારીરિક રીતે જીવતો હોવા છતાં આત્મિક રીતે મરેલો છે. બધાં પાપી માણસોની આવી કઢંગી સ્થિતિ છે. ત્યારે—

## આત્મિક મરણ એટલે શું?

પાપથી આત્મા મરી જાય છે. પાપ એટલે ઇશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન. તેની આજ્ઞા પ્રમાણે ન ચાલવું, અથવા તેની આજ્ઞા પ્રમાણે ચાલવામાં બેદરકાર રહેવું એ ખરેખર પાપ છે. અરે! માનવજીવનના ખરા ધર્મ અને મર્મ વિષે ભૂલમાં રહેવું એજ પાપ.

પ્રભુ ઇસુએ કહ્યું હતું, કે પ્રભુ દેવ પર પૂરા હૃદયથી, પૂરા જીવથી તથા પૂરા મનથી પ્રીતિ કરવી, અને જેવી પોતા પર તેવી પોતાના પડોસી (જનસમાજ) પર પ્રીતિ કરવી. એ રીતે ઇશ્વરે આપણને માનવધર્મ બતાવેલો છે. જુના કરારમાં દશ આજ્ઞાઓના સ્વરૂપમાં તે વિગતવાર સમજાવ્યો હતો:

૧. એકજ દેવને માનવો.
૨. મૂર્તિપૂજા કરવી નહિ.
૩. પરમેશ્વરનું નામ હલકી રીતે લેવું નહિ.
૪. વિશ્રામવાર પવિત્ર પાળવો.
૫. માબાપનું સન્માન કરવું.
૬. ખૂન ન કરવું.
૭. જારકર્મ ન કરવું.
૮. ચોરી ન કરવી.
૯. જૂઠી સાક્ષી ન પૂરવી.
૧૦. લોભ ન રાખવો.

હવે ધ્યાનપૂર્વક વિચાર કરશો તો જણાશે, કે કોઇ પણ માણસ સંપૂર્ણ રીતે ઉપરની આજ્ઞાઓ પાળી શકતું નથી. બધાં અપૂર્ણ છે, પાપી છે. પ્રભુએ આપેલી શક્તિઓનો ગેરઉપયોગ કર્યો; છિનાળું, ચોરી અને

તકરારો કરી દેહને પાપી કર્યો, કોઇની ઉપર કુડી નજર નાખી અથવા લોભવૃત્તિ પોષી મનને અશુદ્ધ કર્યું. તેમજ અલૌકિક આત્માના અવાજને નકારી આત્માને ભ્રષ્ટ કર્યો; ખરેખર શારીરિક, માનસિક તથા આત્મિક રીતે પાપો કરીને પાપી થયાં. જેઓ એવું કરે છે તેઓ આત્મિક રીતે મરેલાં કહેવાય. માટે મોજશોખ, ચેનબાજી, દુર્વ્યસન, દ્રવ્યવિલાસ, દુરાચાર, લોભ, અદેખાઇ, કપટ, નિંદા. અભિમાન, પ્રપંચ, વિશ્વાસઘાત, વગેરે તજી દેવાં; કેમકે એ આત્માના રોગ છે, અને તેથી આત્મિક મરણ નીપજે છે.

## આત્મિક મરણમાંથી છૂટવાનો ઉપાય

દરેક જણ આ રોગ અને મરણમાંથી છૂટવા અને આ લોક ને પરલોકમાં પરમ સુખ, આનંદ અને શાન્તિ ભોગવવા યત્ન કરે છે. પણ જેમ ડુબતો માણસ પોતાને બચાવી શકતો નથી, તેમ પાપી માણસ પોતાનો ઉદ્ધાર પોતે કરી શકતો નથી. પ્રભુ ઇસુ સર્વે પાપીઓને આમંત્રણ આપી બોલાવે છે, કે ઓ વૈતરું કરનારાઓ તથા ભારથી લદાયલાઓ, તમે સઘળા મારી પાસે આવો, ને હું તમને વિસામો આપીશ. માટે પ્રભુ ઇસુ ખ્રિસ્તનું આમંત્રણ સ્વીકારી તેમને શરણે જવું એ દરેક માણસની ખાસ ફરજ છે. જેઓ એ પ્રમાણે કરે છે તેઓનો આત્મિક રોગ મટી જાય છે, ને તેઓ આત્મિક મરણમાંથી બચી જઇ જીવન પામે છે. રાજા ને રંક, અમલદાર અને તાબેદાર, ભણેલાં અને અભણ એ બધાં છૂટથી તેમની પાસે જઇ શકે છે. જેઓ યાએરસની માફક તેમની પાસે જઇને વિનંતી કરે છે, તે સઘળાંનો તે અંગીકાર કરે છે. જેઓ તેમની પાસે જાય છે તેઓને આનંદ અને શાંતિ પ્રાપ્ત થાય છે.

પ્રભુ ઇસુ પાસે જનારને વખતે નડતર થશે, સગાંસંબંધીઓનું બંધન આડે આવશે, સ્થાવર જંગમ મિલ્કત હૈયે વાગશે; પણ જે થાય તે થાય એમ સમજીને જવું જોઇએ. જુઓ, આ વાર્તામાં તેમની પાસે જનાર અમલદારને અડચણ આવી, ચાકર કાળોત્રી લઇને આવ્યો અને રડતાં રડતાં કહ્યું, કે પ્રભુને તસ્દી ના આપશો, દીકરી મરી ગઇ છે. આ વાત સાંભળીને તેના સાંધા નરમ થઇ ગયા. પણ વિશ્વાસ કરી શરણે

ગયો એટલે મનની મુરાદ બર આવી. દીકરીનું મરણ ફેરવાઇને જીવન થઇ ગયું, શ્મશાન જેવું ઘર નંદનવન જેવું ખીલ્યું, શોક આનંદમાં સમાઇ ગયો અને સૌ સારાં વાનાં થયાં. નડતર આવ્યું, પણ પ્રભુ ઇસુએ તેને કેવી ધીરજ અને શક્તિ આપ્યાં? "બી મા, માત્ર વિશ્વાસ કર, ને તે સાજી થશે." જેઓ તેમનું વચન સાંભળીને માન્ય કરે છે તેમને તે હિમ્મત આપે છે તથા તેમને પોતાનો કરી લેવાની શ્રદ્ધા અને શક્તિ આપે છે. જેઓ વિશ્વાસથી તેમની પાસે જાય છે, પોતાનાં પાપ કબૂલ કરે છે, પોતાનાં પાપકર્મોનો પસ્તાવો કરે છે, ફરી પાપ ન કરવાની ટેક લે છે અને તેમના નામે ઇશ્વર આગળ વિનંતી કરે છે તેઓને તે નવું જીવન અને બળ આપે છે. જેઓને જીવનની કિમ્મત અને કદર છે, જેઓ વિશ્વાસ કરી તેમને શરણે જાય છે, તેઓને જે જે સારાં વાનાંની અગત્ય છે, તે તે સઘળાં સારાં વાનાં તે જરૂર આપે છે, એટલે આ જીવનની અંદર નવું જીવન શરૂ થાય છે; આત્મિક જીવન શરૂ થએલું હોવાથી દૈહિક જીવન ગૌણ બને છે. દરિદ્રતા, દુઃખ અને સતાવણી છતાં આત્મા અડગ રહે છે. પરીક્ષણો આવે છે, પણ તે પર જીત પામીને આત્મા સદા ઇશ્વરનેજ આધીન રહે છે.

હવે તેમના પરલોકના જીવન વિષે જોઇએ. જેઓ પ્રભુ ઇસુને નામે ઇશ્વર આગળ આવી રીતે વિનંતી કરે છે, કે "હે ઇશ્વર, મારા પર દયા રાખ ને મારાં પાપ માફ કર," તેઓની વિનંતી જરૂર ઇશ્વર સાંભળે છે. તેઓ ઇસુના શિષ્યો થાય છે. તેઓનો દેહ પડે, તો પણ આત્મા સદા જીવતો રહે છે; તેઓ અમરપદ પ્રાપ્ત કરે છે, અને સ્વર્ગે ઇશ્વરની હજુરમાં રહે છે. ત્યાં તેઓ તેની સેવા તથા સ્તુતિ કરતાં આનંદ, શાંતિ અને આરામ ભોગવે છે. તે આવી રીતે બનશે, એટલે જગતને અંતે પ્રભુ ઇસુ આવશે, ત્યારે જેઓ તેમના પર વિશ્વાસ કરી તેમને શરણે રહી મરી ગયાં છે, તેઓ પાછાં ઉઠશે તથા જીવતાંઓ પરમ રૂપમાં બદલાઇને મહિમાવાન થઇ જશે. પછી સ્વર્ગે લેવાશે ત્યારે ઉપર જણાવેલાં સુખો પામશે. પવિત્ર શાસ્ત્રમાં લખેલું છે કે તેઓ ઇશ્વરના લોક થઇ જશે, અને ઇશ્વર તેઓની સાથે રહીને તેઓનો પિતા થશે. તે તેઓની આંખોમાંનું દરેક આંસુ લુછી નાખશે. મરણ ફરીથી થનાર

નથી, તેમજ શોક, રૂદન કે દુઃખ ફરીથી થનાર નથી. જેઓ ખ્રીસ્તના શિષ્યો હતા તેઓ તેમની સાથે તેમજ ઇશ્વર અને તેના ભક્તોની સાથે અનંતજીવનમાં પરમ સુખ ભોગવે છે. પણ જેઓ પાપમાં પડી રહે છે તેઓ નરકના વાસી થાય છે, કારણ કે લખેલું છે કે જેઓ ભુંડાં કામ કરે છે તેઓ નરકમાં પડશે. ત્યાં તેઓનાં દુઃખોનો પાર રહેશે નહિ. ત્યાંનો અગ્નિ કદી હોલવાતો નથી, ને ત્યાં કોઇ દિલાસો દેનાર નથી, માટે જેઓ શરીરનો નાશ કરે છે પણ આત્માનો નાશ કરી શકતા નથી તેઓથી તમે બીહો મા. પણ જે આત્માનો નાશ કરી શકે છે તે ઇશ્વરથી બીહો, ને આ બીજી જાતના મરણથી બચી જાઓ. પહેલું મરણ દૈહિક છે, અવધનું છે; બીજું મરણ આત્મિક છે, અનંતકાળનું છે.

## પ્રભુ ઇસુ તે કોણ?

પ્રભુ ઇસુ આ જગતના ગુરૂ અને તારનાર છે. સર્વ પાપી માણસો તારણ પામે માટે તેમણે અવતાર ધારણ કર્યો. ને રાજાઓના રાજા, ઋષિ, મહર્ષિ કરતાં જ્ઞાની, ને સંતમહંત કરતાં પવિત્ર છે. ટુંકમાં કહીએ તો તે સર્વોપરી ઇશ્વર છે.

કેટલાએક "ઇસુ" નામ સાંભળીને ભડકી જાય છે; કેટલાએક અતડા રહે છે; કેટલાએક તેમને ગોરાઓનો અને વિશ્વાસીઓનો ભગવાન કહી ચાલતા થાય છે, પણ એમાં તેઓની ભૂલ છે. એમ કરવાને કંઇ કારણ નથી. એમાં કેવળ મનની નબળાઇ અને અજ્ઞાનતા છે. તે કંઇ ગોરાઓના ગામમાં કે પશ્ચિમના પરગણામાં પ્રગટયા નથી. તે તો પૂર્વ તરફના દેશમાં પ્રગટયા; આપણા એશિયા ખંડના પાલેસ્તાઇન દેશમાં યહુદી માબાપને ઘેર અવતર્યા. હવે જુઓ, પશ્ચિમના લોકો પૂર્વમાં આવી આ પૂર્વ દેશમાં જન્મેલા પ્રભુને પ્રગટ કરે તો તે મૂળે આપણાજ હતા માટે ઉમળકાથી તેમનો સ્વીકાર નહિ કરવો જોઇએ શું? એમને તો પોતાના કરી લીધેજ છુટકો.

તેમણે પોતાના જીવનમાં ગુરૂને લાયક ઘણા ચમત્કાર બતાવ્યા છે. તેઓમાંના બે ત્રણજ ઉપર બતાવ્યા. તે જંગલને મંગળ ને સૂકા રાનને ખીલેલી વાડી બનાવી દે છે, એવા એ પરમાત્મા!

પણ જગતનાં પાપને માટે તે બલિદાન આપવા ઇચ્છતા હતા માટે આખરે તે વધસ્તંભે જડાયા. ત્યાંય જેઓ તેમને પોતાનો દુશ્મન ગણતા હતા તેઓના લાભમાં તેમણે ઇશ્વર પાસે વિનંતી કરી, કે " ઓ બાપ, તેઓને માફ કર : કેમકે તેઓ જે કરે છે તે તેઓ જાણતા નથી." જાણ્યો કોઇ આમના જેવો? જમાનાઓ જોતાં અને જતાંય આવો કોઇ નહિ જડે. છે કેવળ તેજ. ખચીત તેમણે આપણાં દરદ માથે લીધાં છે, ને આપણાં દુઃખો વેઠયાં છે. આપણા અપરાધોને લીધે તે વિંધાયા, આપણાં પાપોને લીધે તે કચડાયા અને આપણને શાંતિ પ્રાપ્ત કરાવવાને તેમણે શિક્ષા ભોગવી, તેમના સોળથી આપણને સાજાપણું મળ્યું છે. એજ માટે ઇશ્વરે સર્વનાં પાપોનો ભાર તેમના પર મૂક્યો છે. તેમણે પાપ જાણ્યું નહોતું, પણ ઇશ્વરે તેમને પાપરૂપ કર્યા; એ માટે કે આપણે ઇશ્વરના ન્યાયીપણારૂપ થઇએ. તેમનું પ્રાણાર્પણ આપણા પાપનિવારણને અર્થે છે. તેમના આસરા વિના કોઇ બાપની પાસે જઇ શકતો નથી. તે રસ્તો, સત્ય તથા જીવન છે. ઇશ્વરે જગત પર એટલી બધી પ્રીતિ કરી, કે તેણે પોતાનો એકનોએક દીકરો આપ્યો, એ સારૂ કે જે કોઇ તેના પર વિશ્વાસ કરે તેનો નાશ ( આત્મિક મરણ ) ન થાય, પણ તે અનંત-જીવન પામે.

તમે ઇશ્વરપુત્ર પર વિશ્વાસ કરો, અને તમને અનંતજીવન મળશે, કેમકે મરેલા દેહમાં કે મરેલા આત્મામાં જીવન લાવવાનું સામર્થ્ય પ્રભુ ઇસુમાં છે. યાએરસની દીકરી, નાઇન નગરની વિધવાનો દીકરો અને લાજરસ એમના સંબંધમાં ઉપર જે વાત આવી ગઇ છે તેથી એ વાત સિદ્ધ થાય છે. યાએરસની દીકરી હજુ પથારી પર હતી, વિધવાનો દીકરો ઠાઠડીમાં હતો, લાજરસ ચાર દહાડાથી કબરમાં હતો; સૌને પ્રભુ ઇસુએ જીવતાં કર્યાં. મરણ પામેલાની કોઇ પણ સ્થિતિ હો, પણ પ્રભુ ઇસુ તેમને જીવતાં કરી શકે છે. પુરુષ હોય કે સ્ત્રી હોય, સૌને તે જીવતાં કરી શકે છે. નાની ઉંમરનાં હોય કે મોટી ઉંમરનાં, સૌને પ્રભુ ઇસુ જીવતાં કરી શકે છે.

આ બાબતનો વધુ બળવાન પુરાવો તો પ્રભુ ઇસુનું પોતાનું પુનરૂત્થાન છે. કેમકે વધસ્તંભ ઉપર તેમનું મરણ થયું ત્યારે દુશ્મનો સમજ્યા કે હવે ખલાસ—તેનો બોધ ને તેનાં કામો એ બધું અમે નષ્ટ કર્યું છે. પણ

"હું પાછો ઉઠીશ" એમ પ્રભુ ઇસુએ કહેલું તે તેમને યાદ હતું. માટે તેમની કબરના પત્થર ઉપર તે વખતના મહારાજાની મુદ્રા કરી, ને મુએલા ઇસુની કબર ઉપર ચોકી રાખવા સિપાઇઓ ગોઠવ્યા. તે છતાં ત્રીજે દિવસે પ્રભુ ઇસુ ઉઠયા. જગિક પહેરેગીરો અને મુદ્રાને લીધે પ્રભુ ઇસુ મરણને બંધાઇ રહ્યા નહિ. તે ઉઠયા, ને અનેક વાર શિષ્યોને દર્શન દઇને પોતાના ઉત્થાન વિષે ખાતરી કરી આપી. પછી તે આકાશમાં ચઢી ગયા, ને જગતને અંતે જીવતાંઓનો તથા મુએલાંઓનો ન્યાય કરવા આવશે.

તમારૂં અંતઃકરણ તેમની ગમ વાળો. તેમને નામે ઇશ્વર આગળ વિનંતી કરો, કે "હે મારા દેવ, મારા પર દયા કર, અને તારો વ્હાલો પુત્ર પ્રભુ ઇસુ ખ્રિસ્ત જે મારે માટે આકાશમાંથી આવીને મરણ પામ્યા તથા જે પાપ તથા મરણ પર જય પામીને સદા જીવતા છે, તેમને નામે મારાં પાપ માફ કર." આવી રીતે પ્રાર્થના કરો, ફરી ફરી પ્રાર્થના કરો. તમે પાપની માફી તથા અનંતજીવન પામવા ચાહો છો, એવી ખાતરી ઇશ્વરને આપો. ઇશ્વર જરૂર તમારી વિનંતી સાંભળશે અને તમારા પર દયા કરશે. તમને શાંતિ તથા આનંદ આપશે.

તમે એક પવિત્ર શાસ્ત્ર વેચાતું લો. તેને રોજ રોજ વાંચો, તેમાંથી તમને પ્રભુ ઇસુ ખ્રિસ્ત વિષે ઘણું જ્ઞાન મળશે. પછી એ વાત તમે તમારાં સગાંવ્હાલાંને, મિત્રોને, તથા પડોશીઓને જણાવજો કે તેઓને પણ લાભ થાય.

અરે મરણ, તારો જય ક્યાં? અરે મરણ, તારો ડંખ ક્યાં? મરણનો ડંખ તો પાપ છે, પણ ઇશ્વર આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તદ્વારા આપણને પાપ ઉપર જય આપે છે, તેને ધન્યવાદ હો. તથાસ્તુ.

V. V. SOLANKI.

PRINTED AND PUBLISHED FOR THE GUJARAT TRACT AND BOOK SOCIETY BY R.S. DICKEY AT THE MISSION PRESS, SURAT.
1st EDITION (1931). 10,000 COPIES.